એમેચ્યુઅર ઝોરાસ્ત્રીયન ડ્રામાટીક ક્લબ.

# "અવિચારી પગલું

યાને

# પાપીનો પસ્તાવો"

ના

## ખેલના ગાયનો.

છપાવી પ્રગટ કરનાર,

એ. ઝો. ડ્રા. ક. ના માલેક.

મુંબઈ:

ધી જ્યુએલ પ્રીંટીંગ પ્રેસ:

૧૮૮૯

# અવિચારી પગલું

યાને

# પાપીનો પસ્તાવો

ના

## ખેલના ગાયણો.

---

રંગ રાગને મોજ મજા,
હસી ખુશી કરી સદા;
ફત્તેહની ઉડાવતો ફરૂં ધજા,
નહીં દીલે ધરૂં દયા—રંક રાયની જરા,
પાંમે મુજથી કોઈ નહીં—છુટી જવા.

**કોરસ.**

નહીં નહીં નહીં ડરૂં હું કદી,
જગને ફંદથી હેરત કરૂં;
નહીં ફીકર સરકારની—નહીં ફીકર ઘરબારની,
નહીં કદર મને ફરઝંદ દીલદારની.

વેર જેની સંગ કરૂં—કેહેર દીલે અથંગ ધરૂં,
સુખને સાંતીનો હું તેના ભંગ કરૂં,
ખેરખાંહનો ખુવાર કરૂં બદખાંને તો ઠાર કરૂં,
નેકી બદીનો હું નહીં વીચાર કરૂં.

### કોરસ.

નહીં નહીં નહીં ડરૂં હું કદી,
જગને ફંદથી હેરત કરૂં;
નહીં ફીકર સરકારની—નહીં ફીકર ઘરબાની,
નહીં કદર મને ફરઝંદ દીલદારની.

( ૨ )

જુઓ જગમાં ફરી ચોઠાંમ—જગે જગ હોય ગમનુ નામ,
હરેક દીલમાં છે ગમ હરદમ—વીના ગમનું નથી કોઇ ઠાંમ.
ગદા કે શાહ ફકીર અમીર—સર્વેના જીવને છે જંજાલ,
આદમ શું પણ પશુ પંખી—રહેચ ગમથી સુબોહ ને શાંમ.
જવાંની જઇફી કે બચગી—સમે મોજુદ રહેછે ગમ,
હરેક જીવનો છે એ સાથી—નથી કોઇને પુરો આરાંમ.
જો કોઈ તનથી તો કોઇ ધનથી—ને કોઇ દીલબરકે ફરઝંદથી,
રહે કોઇ કલેશથી ગમગીન—વીના ગમનું છે રબનું નાંમ,

( ૩ )

અક્કલની નજરે જોતાં નથી કંઇ જગમાં વફઇ,
બાહેરને બાતેનમાં જુઓ જણાસે ઘણી જુદઇ.
જુઠી જગછે મતલબી જયાં ચાલેચ કાર અંધેર ઘણાં,
બુરાંને ગણાય ભલું નહીં ભલાને ઇનસાફ કંઇ.
કુરતી જગના બાગમાં છે બેહદ ફુલો રંગ બેરંગ,
તોપણ તે એક ખરાં ગુલની ખુશબોને પહોંચે નઈ.
ફાંની જીંદગીને ખાતર બંદા કરેચ બેહદ બદી,
લેકીન હજાર બદોમાં સોભે એકજ નેકની સફઈ.

( ૪ )

મને પઇસાનો બહુ પ્યાર,
હું છું જરનો ખીદમતગાર;
પઇસે છે યાર–પઇસે દીલદાર–ને ફરઝંદ તાબેદાર.
છે એ જરના સઊ નફર,
છેએ જરપર જગ ચકકર;
જરને ખાતર હું કોઇનું સર લેવા નહીં રાખુ ડર.

કોરસ.

પઇસા પર સઊની પ્રીત–આલમની છે એરીત,
પઇસા–પઇસા–પઇસામાં સઊનું ચીત.

મલે પઇસે ઇજત માંન,
મલે પઇસે અકકલ જ્ઞાન.
પઇસેજ આ જાંન–તું પ્યારો જાણ-નીરધન થાએ બહુ હેરાન.
થાએ એ પઇસાથી નેકનાંમ,
જે હોય જાતે નીચ ગુલાંમ;
બદીનાં કાંમ–ને એબના ડામથી–સાફ થાએ તેનું ચાંમ.

**કોરસ.**

પઇસા—પર—સઊની પ્રીત આલમની છે એ રીત,
પઇસા પઇસા પઇસામાં સઊનું ચીત.

( ૫ )

કંઇ સેંકડોને કીધાંછે મેં જગમાં પાએમાલ,
કંઇ હજારો ધરાઊ છું હું ફંદ અને તાલ,
છે ફત્તેહમંદ બુલંદ મારૂં રોશન ઇકબાલ,
કે હરામનું એક પલમાં થઇ જાયછે હલાલ.

**કોરસ.**

કેવો ચોર સાહુકાર—હું તો નેકનામદાર,
પારકે પઇસે કરતો ફરૂં—સદા મોજ અને લાર.

જોઇ સધ્ધર અને ગબ્બર બીલ્લુને હું સપડાંઊ,
અને હેમક હુશીઆરને હું પલમાં બનાંઊં;
બહુ ફરેલને ફસાંઉ અને ભોલાંને ભુલાંઉ,
વલી જાહેરમાં હું સુધ્ધો ભલો નેકનામ ગણાંઉ.

**કોરસ.**

કેવા ચોર સાહુકાર હું તો નેકનામદાર,
પારકે પઇસે કરતો ફરૂં—સદા મોજ અને લાર.

( ૬ )

મેં કીધો સંગ એ બુરાનો હું જગમાં થયો ખુવાર,
એની પુઠે હું ઘસડાઉ છું છે કુતરાંનો અવતાર,
જીવને જોખમમાં નાંખીને વલી થાઉછુ હારમાર,
નહીં દીઠું સુખતો કંઇબી પણ જગ જ્યાંનતને ધીક્કાર.

## કોરસ.

થયો ખુવાર હું આ ઠાર નહીં પાંમ્યો કરાર,
પણ આખર તે રબ દરઘાહમાંબી થયો હું ગુનેહગાર.

છે સજા મને એ ઘટતી કે જેવીછે મારી ચાલ,
જે બુરાની સંગત ધરે તેના થાએ મુજ સમ હાલ,
વતન ને વાહલાં છોડીને થયો હું પાએમાલ,
હરામનું ખાવા જતાં તજયું કીસમતનું હલાલ.

## કોરસ.

થયો ખુવાર હું આ ઠાર નહી પાંમ્યો કરાર,
પણ આખર તે રબ દરઘાહમાંબી થયો હું ગુનેહગાર.

જેમ સાપ ચેંણને પકડેતો બે વાતે ફસી જાય,
થાએ અંધ તે તેને છોડી દેતાં ગલતાં નહીં જીવાય,
તેમ મારાથી પણ હવે એને નહીં છોરાય કે છોરાય,
જીંદગી પસ્તાઇ પુરી કરવી છે એજ મારો ઊપાય.

## કોરસ.

થયો ખુવાર હું આઠાર નહીં પાંમ્યો કરાર,
પણ આખર તે રબ દરઘાહમાંબી થયો હું ગુનેહગાર.

( ૭ )

ઓ ખુદા રે તું લે દાદ મારી,
રે પનાહ ચાહું છું હું તારી.
વીનાસ કાલે-વીના વિચારે,
સુખ સાંતીનો ભંગ કરી મેં કુલને એબ લગારી.
મોહબતમાં ફાંની-થઇ હું દીવાંની,
બદ સંગે બદ કર્મ કરી દોજખની પુરી ખારી.
બની હું લાચાર-ખરી ગુનેહગાર,
આફતમાં અએ પરવર આ સમ આપ મને તુંજ યારી.

( ૮ )

કર દયા તું મુજના પાપી હાલ ઉપર,
એ રંજમાં હું લાચારની તું દાદ દીલે ધર,
યારી ચાહું છું હું તારી ઓ રેહમી દાદગર.
પડી બદીની જાલમાં વિચાર વગર,
એક પાપીને મેં અંધ બની કીધો પ્યારો દીલબર,
જે દુઃખનો ડંખ વીધી નાંખેચ હરદમ મારૂં જીગર.

( ૯ )

ઓ કેવી થઈ મુજ પર ઠગાઈ—બદ સંગમાં હું પાપી થઇ—
અવિચારી ભરી કદમ એક—જગમાં થઇ બદનાંમ,
ખોયો ખોયો ભવનો આરાંમ કરી એક ખાંમ બેખબર રહી.
ગુનાહએ મુજનો કેમ કરશે તુ—માફ મને કીરતાર,
કેમ જીવું આવે અવતાર દોજખને ઠાર દીલદાઘ લઇ.
ફ્યાનત મુજ જેવી બેટીઓ પર જે લુટે માંબાપની લાજ,
કરે કરી કુકર્મી કાજ ભવ સુખ તારાજ પાંમે સુખ નહી.

( ૧૦ )

હું યારી ચાહું આ સમેરે અએ ખુદા તારી,
પાપી દીલે પસ્તાઇને આઉછું દરઘાહ તારી.
તુંજની બક્ષિસનો કીધો મેં ભલો ઉપ્યોગ નહીં,
પલના સુખ સારૂં ખોઇ દીધી અનહદ પનાહ તારી.
મા બાપને જઇફીમાં મેં જખમ કીધો કારી,
લાયક નથી મને કોઇ રીતની કંઇ દયા તારી.
દીલની ઉમેદ દીલમાં લઇ આવું છું તારી હજુર,
મુજ નાચાર પર રાખજે અએ પરવર તું નેઘાહ તારી.

( ૧૧ )

નમું તુંને હું રે ઓ સરજન હાર—
સંકટના સાગરથી મને પાર ઉતાર.
ગુનાહથી ભરપુર છુ હું નાચાર નાર,
મુજ સરથી ઊતાર તું ઓ પાપોનો ભાર.
બુરા સંગ બદીમાં બની ગીરફતાર,
બુરાં કે ભલાંનો નહી કીધો વિચાર.
સુખ શાંતી તજી જીવથી થઇ હું ખુવાર,
લુટયો મારાં માં બાપનો સુખને કરાર.
દુખી દીલે આવું છું હું તારે દવાર,
હું પાપીનો રાહબર તું થાજે કીરતાર.

